**The 'Black Bandit'**
steals the picture as well as the beautiful Princess, played by **Padmadevi**, **Raja Sandow** is the bandit.
ચાલાક ચોરનું દૃશ્ય.
A Raja Sandow Production.
RANJIT MOVITON

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું    અંક ૬ ઠ્ઠો    તા. ૭-૧૨-૩૫    કીંમત ૧ આનો

# સ્ટુડીઓની દિવાલો પાછળ

તા. ૧૪ મી ડીસેંબરથી રણજીતની અનુપમ સામાજીક કૃતિ "કીમતી આંસુ" વેસ્ટ એન્ડના પડદા પર કલાનાં મોતી પરોવશે. શ્રી. ચંદુલાલ શાહે આપણાજ ઉંબરામાંથી પ્રસંગો ઉંચકી લીધાં છે. અને ગોહર

એ પ્રસંગોમાં પ્રાણ મૂકે છે. અદી બીલીમોરીયા પણ આ સેલ્યુલોઇડના સામાજીક રથમાં બેસે છે.

* * *

"રાજરમણી"ના સેટીંગની અંદરના ચમકારને ઝીલી લીધા હોઇ ડીરેકટર જયન્ત દેસાઇ હવે એ સેલ્યુલોઇડને એડીટીંગ રૂમમાં લઇ ગયા છે અને કાતરના સ્પર્શથી તેઓ પીકચરને સંપૂર્ણ બનાવી રહેલ છે. મીસ મધુરી અભિનયના રૂપની પાંખડીઓ ખીલાવે છે, ત્યારે મી. બીલી પણ પોતાનું શૌર્ય ઝળકાવે છે. આજકાલ ચતુર્ભુજ દોશી નવા સામાજીક પ્લોટની વિચારણા કરી રહ્યા છે. મી. જયન્ત દેસાઈ એ વસ્તુ તરફ દૃષ્ટિ કાયમ કરી રહ્યા છે.

"સીપાહીની સજની" પણ સ્ટુડીઓમાં તલવાર ખખડાવી રહેલ છે. એક સાથે ઘણા સૈનિકોની હાજરી સેટમાં અજબ વાતાવરણ ઉભું કરી રહેલ છે. મીલીટરી પોશાકમાં સહુ નજરે ચડે છે. કમાંડરનું ફરમાન છુટે છે અને તેઓ કામ કરે છે પણ આ ફરમાન સંભળાવનાર કોઇ મીલીટરી ખાતાનો એલચી નથી, પણ સાદાં કપડામાં સજ્જ થયેલા ચંદુલાલ શાહજ છે. એમના ફરમાન પર પીકચર પાંખ ઉઘાડી રહ્યું છે.

* × *

"ચાલાક ચોર" કાનમાં કહી જાય છે કે મને આવવા દેજો. હું પણ સહુ કોઇને કહેવડાવીશ કે આનું નામ ચાલાકી.

* * *

મીસ રોઝા હાટે નવા પીકચર માટે રીહર્સલોમાં મશગુલ બનેલ છે. મી. મઘોક એના શુટીંગની યોજના કરી રહ્યા છે.

# કીમતી આંસુ

ઘરના કોઇ ખુણામાં રોજ એક અશ્રુકથા રચાય છે. છુપાં આંસુ, છુપાં ડુસ્કાં એ તો ઘરની દિવાલના છાના અક્ષરો છે. એ છાની બોલીને આંહી અવાજ મળે છે. એ આંસુ આ ફીલ્મની છાબમાં ઝીલાય છે.

ઇ. બીલીમોરીયા ને ગોહર.

**અ**શ્રુની ભાષા નયનમાં ભરી છે. આંસુનું એક ટીપું મહાન કથા કહી જાય છે. જ્યાં શબ્દો અટકી પડે છે, કલમ થંભાઇ જાય છે ત્યાં નયન ભાષા આબાદ ચાલી નીકળે છે. હૃદયપરથી ન્હાસી આવી આંખની આલમમાં બીરાજતાં આંસુ માનવ જીવનનો વિસામો છે. સાફ દિલમાંથી ગળાઇ આવતું અશ્રુ જીવનનું પ્રવાહી ગીત છે. સૂતેલા ભાવને જાગૃત કરતું આંસુ પાંપણો સુધી આવી જગતને જોવા બ્હાર આવે છે અને કોઈ ન દેખતું હોય ત્યારેજ એ ટપકી પડે છે—છાનાં પગલે એ આવે છે. હર્ષના ઝુલાપર બેસી એ સવારી લાવે છે. આંસુ નિર્મળ છે પણ દુનીયાદારીના શોખીનોએ એને મેલું કર્યું છે. પણ એવાં આંસુની આ કથા નથી. ત્યારે આંસુની વાત કહી શકાય ખરી? આ વાર્તા આંહી આપવામાં આવી છે એમાં "પ્રસંગ પછી પ્રસંગ" એ શિષ્ટાચાર ખાસ સાચવવામાં આવ્યો નથી. આવી અશ્રુકથા રોજ આપણી સામે રચાય છે. ઘરના કોઇ ખુણામાં કોઇ વહુરાણી કે કોઇ સ્ત્રી ઉન્હાં જલ આંખમાંથી નીતારી રહી હશે એજ આંસુ આ ફીલ્મની છાબમાં ઝીલવામાં આવ્યાં છે. ચિત્રપટની કથામાં આવતાં પાત્રો આપણી હડફેટમાં આવતાં માણસજ છે. તે બધાનો પડઘોજ આંહી ઝીલાયો છે. બાકી તો ફુલપર ઝાકળ બેસે અને તમે એને જઇને પુછો કે તારી શી કથા છે? તો એ નિરૂતર રહેશે. આંસુ એ માનવ પુષ્પની ઝળહળતી ઝાકળ છે. એવો મંત્રની આ આખી ફીલ્મમાંથી સંભળાશે.

કુલીન અને પુષ્પાનું વેવીશાળ થઇ ગયું હતું. પણ હિંદુ રીવાજ મુજબ આ વાતની ખબર માત્ર કન્યા અને વરના વડીલોને જ હતી.

એટલે રેલ્વેના વેઇટીંગ રૂમમાં કુલીન અને પુષ્પા સામસામાં મળ્યાં ત્યારે તેઓ જાણતાં નહોતાં કે તેઓનું ભાવિ નક્કી થઇ ચૂક્યું છે. કુલીન કલમબાજ હતો, લેખક હતો. "કુકુ"ના નામથી એ સાહિત્ય જગતને હચમચાવતો. જરીપુરાણા રીવાજોમાં રહસ્ય જોવાની વૃત્તિને એ મારી શક્યા નહોતા. નવું તત્વ ઝીરવવાની એમનામાં તાકાત નહોતી. ભારતનો ભૂતકાળ એમને વધુ પડતો યાદ રહી ગયો હતો. ત્યારે એમની સામે ચર્ચા પર મંડાએલી પુષ્પા પણ લેખિકા હતી. આઝાદીની ચીનગારી હતી. આ બન્ને કલમબાજોએ સામસામા વિચારો અફાળ્યા અને આખરે તેઓના અંતરમાં નવીન પડઘો જાગ્યો. કાનમાં કોઇ સંગીત કહી ગયું. બન્ને એકબીજાના હૃદયની સુંવાળી લાગણીઓ અનુભવવા લાગ્યાં. લેખિકાને પણ તખલ્લુસ હતું. એ "રીરી"ના નામથી લેખ લખતી. આમ "કુકુ" અને "રીરી" જીવન સાહિત્યના અક્ષરો ઉકેલવા લાગ્યાં. બન્ને જણે લગ્નનું પણ નક્કી કરી નાખ્યું—એમ જાણ્યા વિના કે એ વાત તો ક્યારની મોટેરાંઓએ નક્કી કરી નાખી હતી.

અને પછી તો વડીલોની છાવણીમાં પણ એબીસીનીયાનું વાતાવરણ પેઠું. ડોશીમાએ ત્રાડ નાખી જાહેર કર્યું કે મોટા ઘરની દીકરી વધુ તરિકે આવે તો એ બધા ઉપર ઉપરી થઇનેજ રહે ને? એટલે એકદમ નિશ્ચય બહાર પડયો અને કુલીન પુષ્પા વચ્ચેના વેવીશાળને તોડી નાખવામાં આવ્યું. ત્યારે "કુકુ–રીરી" એ ગાંઠ જોડવા મથતાં હતાં.

કુલીનના ઘરમાં સંયુકત કુટુંબની સરમુખત્યારી ચાલતી. અને પ્રણાલીકામાં અર્થ જોનાર કુલીન એ

નભાવી લેતો એટલુંજ નહિ પણ એમાં એ હિંદની જુની સંસ્કૃતિની એ રખેવાળી કરી રહ્યો છે એવું માનતો. એની પરણેલી બ્હેન ગુલાબ પીયરમાંજ રહેલી કારણ કે પતિએ એને હાંકી કાઢી હતી. અને એની સહાયે જનાર માતા મોજુદ હતી. ઘરમાં બે નાનાં બચ્ચાં હતાં. બાબુ અને ભાનું.

પરંતુ આ કુટુંબ પર પુરેપુરી નિગાહ પડે એ પહેલાં પુષ્પા અને કુલીનની પ્રવૃત્તિ નીહાળીએ. એક ક્ષણે બગીચાની વચ્ચેજ ભેદ ફુટયો. કુલીનને ખબર પડયા કે પુષ્પા કોણ હતી. પણ તેઓ જ્યારે વડીલો પાસે ગયાં ત્યારે તેઓના કાનપર જલદ શબ્દો પડયાઃ "લગ્ન નહીં થાય." પુષ્પા તો નવયુગની નારી હતી. અને કુલીનને પણ આધુનીક સમય સાથે વેર નહોતુંજ. બન્ને જણાં એક થયાં અને નકકી કર્યું કે લગ્ન કરવાંજ—અને એક દિવસે પુષ્પા એના ઘરમાંથી ગુમ થઇ ગઇ—એ કુલીનને પરણી ગઇ હતી.

લેખિકા ગૃહીણી બની—આઝાદીની ચીનગારીને તે વખતે ખબર નહોતી કે હિંદુ સંસારનું કૌટુંબીક જીવન ચિનગારીઓની સ્મશાનભૂમી હતી—ત્યાં ઉમળકાઓ જાગૃત થતા. પણ ત્યાં પાંખો કાપનારા હાથો પણ ઘણા હતા. જુની સંસ્કૃત્તિની છુરી ચોવીસે કલાક ચાલ્યાજ કરતી. પુસ્તક પરથી જીવનને માપવાની ભૂલ કરનાર "રીરી" કુટુંબના કુવામાં પડી. નણંદને શિકાર મળી ગયો. સાસુને ગુલામડી મળી

ગઇ. પુષ્પાએ સંસારનો ભાર ઉપાડી લીધો પણ દિવસે દિવસે એનાપર ત્રાસનો બોજો વધતો ગયો. પતિદેવ ફીટસ અને શેલીને ભુલી ગયા—અને સંયુકત કુટુંબના પ્રતિનીધિજ બની ગયા. પુષ્પા પર આ સખ્ત ઘા હતો. ગુલાબે પોતાનું જીવનનાવ ખરાબે મૂકયું હતું. જુગલ કિશોર એનો આશક બનીને ફરતો. એક દિવસે

પૈસાની જરૂર પડતાં ગુલાબે ચોરી કરી પણ એનું આળ ઘરની વહુ ઉપર મુકી દેવામાં આવ્યું. પુષ્પાની મધુર સ્વપ્નની ઇમારત ચણવાની હોંશ તો કયારનીએ ચાલી ગઇ. પોતાના જ ઘરમાં એ એક ભટકતી કુંજડી હોય એવું એને લાગ્યું. છોકરાં પર એને વ્હાલ હતું. એની આડે આવવામાં પણ મુરબ્બીએ મણા રાખી નહિ.

ત્યારે આજ કુટુંબના સંબંધવાળા મહાત્મા રામાનંદ દુનીયાની પોલમાંથી પૈસા એકઠા કરવાનો કીમીઓ રચી રહ્યા હતા. જ્યોતિષી બની એમણે ભાવિના આંકડાઓની ગણત્રી માંડી હતી. અને લોકોને ધૂતવાનો ચેરો બનાવ્યે હતો. ત્યારે એમનો દોસ્ત ઉસ્તાદ શ્યામસુંદર વળી ચલતાપુર્જા બની સર્પો નચાવી નાણું હાથ કરવાના રસ્તા લઇ રહ્યો હતો. અને પ્રોફેસર પ્યારેલાલને તો એમજ થઇ ગયું હતું કે એમની પાસે પ્રોફેસર રામન કે આઇન-સ્ટાઇનનો "કલાસ" નથી. એમને જ્યાં જ્યાં લોઢું દેખાતું એની સાથો સાથ સોનું દેખાતું. એટલે લોઢા-માંથી સોનું ઉપજાવવાનો કીમીયો તે શોધી રહ્યા હતા. રામાનંદને એની પત્નિપર

SUNPROCESS

શંકા હતી એટલે પોતાનું વેર લેવા એણે શ્યામસુંદરના સર્પનો આશ્રય લેવાનો નિશ્ચય કર્યો.

કુલીનનું ઘર પુષ્પાના આત્માના ચુરા કરી રહ્યું હતું. ચોરીનું આળ તો આવી ગયું પણ એનાથીયે ભયાનક આળ એના પર ચડ્યું. ગુલાબ પર લખેલી જુગલની ચીઠ્ઠી પકડાઇ અને એ પુષ્પાપર લખાએલી છે એવું જુઠાણું જાગ્યું અને પુષ્પા પર કલંક મુકવામાં આવ્યું. આ બધા સીતમને બાજુએ રાખે તેવો સીતમ તો એ હતો કે પુષ્પા એકજવાર પોતાના પિતાને ત્યાં ગઇ-બસ આ હકીકતથી નણંદ, સાસુ, વર-બધાના મગજનો પારો ઉંચે ચડ્યોઃ "વહુએ ઘર વગોવ્યું," "મોટાં

ખોરડાંવાળી વહુએ ઘર ઉઘાડું પાડ્યું"...અને પુષ્પાથી આ ન સહન થયું-એને હાંકી કાઢવામાં આવી-એ ચાલી નીકળી.

કઇ તરફ?

આવા જગત બ્હાર ગમે ત્યાં-હિમાલય, કાશી તરફ એના પગ ઉપડ્યા નહીં. ગંગા કે જમના

"ધા ટ પ ર પહોંચવા એના કદમ ઉપડયા નહિં. એ તો ચાલી આંસુની ભીખ માંગવા. એની ઝોળીમાં જોઇતાં હતાં– ફક્ત નિર્દોષ આંસુજ.

જગત બોલી ઉઠ્યું ? "ક્યાં જાય છે એ દિવાની ?"

જવાબ મળ્યો.

જ્યાં આંસુની ભિક્ષા મળે ત્યાં. સંસારના ડામ હૃદય પર સમાવી, મીરાં જેમ "કૃષ્ણ ! કૃષ્ણ" પોકારી વ્રજમાં ભટકેકે તેમ આંસુ અંસુ પોકારતી ભટકતી પુષ્પા એક જલાશય પાસે આવી. એનામાં આસ્થા આવી. અમા પ્રદેશ રમણીય હતો. મીઠો પવન વાયો. એ જ્યાં કદમ પાડી રહી હતી એ બાલકોનો પ્રદેશ હતો. દુનીયાનાં છળ આંહીથી બહુ દુર હતાં. આંહી હતી નિર્દોષતા, નરી નિર્દોષતા.

પુષ્પા આ નાનાં બાલકો પાસે આવી. પોતાની ઝોળી પાથરી અને બાલકોએ એમાં આંસુઓ ભરી આપ્યાં. પુષ્પાની યાત્રા પુરી થઇ. "**કીંમતી આંસુ**"નું એને ઇનામ મળ્યું. નિર્દોષ આત્માનાં નિર્દોષ આંસુ એને મળી ગયાં. એને જીવન જીવવા જેવું લાગ્યું.

---

GOHAR - E. BILLIMORIA -
RAM APTE - BHANUMATI-
KHATOON - CHARUBALA
in a scene from
"KIMTI ANSU"

"કીમતી આંસુ"નું
એક દૃશ્ય
જેમાં મુખ્ય કામ કરે છે
ગોહર, ઇ. બીલીમોરીયા
વીગેરે.

RAM APTE - E. BILLIMORIA - GOHAR and BHANUMATI - AS THEY APPEAR in "KIMTI ANSU"

*A Chandulal Shah Production.*

# "રા જ ર મ ણી"
## ખુલ્લાં મેદાનમાં

"રાજ રમણી"ના આઉટડોર્સ ચાલતા હતા ત્યારે આ સીન ઝડપી લેવામાં આવ્યો છે. જેમાં રણજીતના ટેકનીશ્યનો પણ નજરે ચડે છે.

જેમાં દિક્ષિતને સંગીત ગાવાની પ્રેરણા થઇ આવે છે.

## સંસારમાં રાત પડે ત્યારે—

રાત્રીની ગોદમાં જગત ઝંપી ગયું છે. આકાશની અટારીએથી ચંદ્રમા અમૃત વરસાવી રહ્યો છે. રૂપેરી સાળુનો શૃંગાર ધારણ કરીને સૃષ્ટિ હૃદયનાથને રીઝવી રહી છે. કવિ કહે છે કે ચંદ્રમા અને સૃષ્ટિસુંદરી સિવાય સૌ સુઇ ગયાં છે. જાગતી રહી છે માત્ર રસીયાં જોડલાંની ઝીણીઝીણી વાતો, ધીમી ધીમી·પ્રણયગોષ્ટીઓ—

## હિંદુ સંસારમાં રાત પડે ત્યારે—

સૌને ઉંઘ આવે પણ વહુને કંઇ ભગવાને સુવા માટે. થોડી સરજી છે? ઘર આખાનું વૈતરૂં કરીને બિચારી મોડી મોડી હળવે હળવે ડગલાં દેતી પતિની શય્યા પાસે આવે છે. પતિદેવ ત્રાડુકી ઉઠે છે. "થાકયા પાકયા માંડ માંડ સુતા છીએ તો જીવ ખાય છે કયારની–ચાલ પગ દાબ". ઘાટણ અને રસોયણની ફરજ પુરી કરીને હવે ગૃહલક્ષ્મી દાસી બને છે. છતાં એના મુખ પર તો પતિની સેવા કરવાનો આનંદજ ઝળકી રહે છે. વાહ સરજનહાર!

---

**રણજીતે "કીમતી આંસુ"માં આવી વહુઓને જબાન આપી છે.**

# રાજરમણી સ્ત્રી મટી પુત્રી બને છે અને પોતાની ફર્જ અદા કરે છે.

રાજરમણીનાં રાજમાં જતાં જતાં મેં નજર નાખી તો સિંહાસન પર એક કોમળાંગી બેઠી હતી. એની આંખમાંથી આગ ઝરતી હતી. એના મ્હોંપર નિશ્ચય ઝળકતો હતો. એ જાણતી હતી કે સિંહાસન પર બેસવું એ આગના પાયા પર બેસવા બરોબર છે. એને ખાત્રી થઇ ગઇ હતી કે રાજ ચલાવવામાં ખટપટનો સામનો કરવો પડે છે, દગાફટકાના દ્રશ્યોને આંખમાં સમાસવાં પડે છે અને થોડીજ ભુલથી આખી બાજી હાથમાંથી ચાલી જાય છે. પણ રાજરમણી માત્ર આવી સલ્તનતમાં જ માનતી હતી? એના કુંફાળા હૃદયમાં માત્ર શત્રુઓના દાવ પેચનાજ ખ્યાલો ઘોળાતા હતા. હા, કારણ કે એના બાપ પર ફટકો પડયો હતો. રાજકુમારી વિફરી. પ્રણય સુખની લાલી ક્રોધના કાળા આસમાનમાં ડુબી ગઇ. ભાવનાનાં ઉજળાં ચાંદરણાં ઉગતા પહેલાંજ આથમી ગયાં. સારસગીત ગળામાં આવ્યા પહેલાંજ રૂંધાઇ ગયું. કારણ કે એ સ્ત્રી હતી એના કરતાં એક બાપની બેટી હતી, જેને શત્રુઓએ દગાથી ઠાર કર્યો હતો.

રાજરમણી રૂપ લઇને જીવન જંગમાં ઝઝુમી પણ એનું રૂપ એનીજ આડે આવ્યું એટલે સૌંદર્યના ખ્યાલોને ઠોકરે મારી એ રણે ચડી.

પણ એનામાં કોમળ ભાવો છુપાએલા હતા. એનામાં પણ પુરૂષની સાથે સૂર મીલાવનારૂં સગીત ભર્યું હતું. એટલે એ પણ પ્રેમમાં તો પડી પણ પોતાની ફરજ અદા કર્યા પછી. બાપનું વૈર લીધા પછી—

# સબ જગ દેખા—

[“કીમતી આંસુ”નો આત્મા એટલે આ ગાયન. ગોહરે આ ગાયન ગાવામાં માત્ર કંઠનો જ આશ્રય લીધો નથી-હૃદયનો આશ્રય લઈને આ અશ્રુગીત ગવાયું છે. અને શ્રી. ચંદુલાલ શાહે સાવ નવી જ રીતે એને ચિત્ર ચોરસામાં ગોઠવી દીધું છે. થીયેટર છોડયા પછી—

બાવલી ઝરને કુંએં ભંડાર હૈં સબ નીર કે,
પર ભિગો સકતે નહીં દો તાર મેરે ચીર કે.
આંસૂ કહીં ભી નહીં, સબ જગ દેખા-આંસુ કહીં.

દાન મેં દાની સબ કુછ દેત હૈં,
પર મૈં માંગતી ભીખ નિરાલી-આંસૂ કહીં૦

બિગડી મેં હોતા નહીં કોઈ દર્દ શરીક,
નૈન ભી અબ દેતે નહીં દો અંસુવન કી ભીક-આંસુ

ફિર રહી હૂં યૂં જલાકર રોજે-રોશન મેં ચિરાગ,
એક આંસુ ડાલ દે બસ મેરે દામન મેં ચિરાગ,

ચાહિયે મુઝકો ન ઇસ સંસાર કી વસ્તુ કોઈ,
ડાલ દો દામન મેં મેરે કીંમતી આંસુ કોઈ.

# આસું કહીં ભી નહીં !

પણ એના સૂરો સાથે સાથે રહે છે. બધો જગ્યાએ ભટકી ભટકી ગોહર એકજ વાત ઉચ્ચારે છે કે કોઇ જગ્યાએ સાચ્ચાં આંસુ મળતાં નથી. અશ્રુનું ઇનામ આપનાર કોઇ જડતું નથી. " કીમતી આંસુ"નો શ્વાસ આ લીટીઓમાં પુરાયો છે]

નિકલે જલ-બિન્દુ કહાં સે કોઇ, પથરા ગએ નૈન જમાને કે.
જબ સે અંખિયાં અંખિયાં ન રહીં, દર બન્દ હૈ બાહર આને કે.

દિલ કે ટુકડે આંખ સે, બહને થે જો કુછ બહ ગયે,
રોતે રોતે શમા કે આંસુ ભી, જમ કર રહ ગયે.

યૂં જલી હૈ શમા દન મેં, ચૈન કુછ મુજકો પડે,
ચાહતી હૂં યહ કી, દિલ ઇસકા જલે ઔર રો પડે.

અપને ઘર મેં ભી રહ નહીં સકતે, સીપિયોં સે ગુહર નિકલતે હૈં,
હૈ જમાને મેં કિસ કદર અંધેર, આજ દિન મેં ચિરાગ જલતે હૈં.

આંસુઓ કે વાસ્તે દામન ન અબ ફૈલાઉંગી,
ભૂલ કર ભી અબ ન યહ ફિકરા જબાં પર લાઉંગી.

---

**મધુરીને**

રૂપ ઉપર તીરસ્કાર આવ્યો. કારણ એ રૂપેજ જીવનની કદરૂપતા આણી.

**MADHURI as RAJ RAMNI,**

She laughed at this :—"A thing of beauty is joy for ever". Because she paid a heavy price for her beauty.

**બીલીમોરીયા**

કલમના શુરા પણ જીવનજંગ ખેલવામાં તદ્દન નબળા.

## કીમતી આંસુના કુલીનકુમાર

BILLIMORIA had a mighty pen but a weak heart, that succumbed to domesticity.

## The Voice of "Kimti Ansu"

The whole town is talking that "Kimti Ansu" is here. West End is showing this mighty "Social" from fourteenth of this month. Gohar once again gives a voice to many women buried alive under the system of Joint family—The theme is taken from our social doors and is placed here. Mr. Chandulal Shah picks up his story from

every day life, but he sees it properly and when he tells us then only we know that we have only to look around to recognize these characters. "Kimti Ansu" is the highest peak in our social pictures—and Ranjit once again gives it to the public—Gohar does not "act" the role, she breathes in it—the pathos of the story is hightened by her details of acting—she is thoroughly at home with the tragedy and in the beginning of the story her work is both bright and smart—after seeing this film, we all will say Gohar is great, and E. Billimoria plays Kulinkumar, the type that comes across our path. His portrayal is full of vitality, "Kimti Ansu" is going to be the current topic, so go ahead and watch the crowds at West End or go and buy a ticket which wll not be a smooth job—

## Sat to Thrill

Mr. Jayant Desai is taking his usual seat in the editing room with a smile on his face. He is cutting and clipping the scenes of "Raj Ramni." He is a regular "punch-hunter"—and whenever he gets this hunt, he takes a pencil and puts it on the paper—and that is his food for the next picture By the way, he is now aiming straight at society by producing a social picture with the problems of to-day. He will soon start it. Madhuri plays the heroine, a new type of role she has to play.

## Shoulders at Arms!

And they are dressed to thrill because they are wanted on the set of "Soldier's Sweet heart"—a regular military troop with Khaki Uniform and hanging swords. Mr. Chandulal Shah is busy with the shooting of this film. You will see a new Gohar here.

Raja Sandow's "Black Bandit" reserves his outdoor plands.

Miss Rose Hate is in the rehearsal room, making preparations for her new picture to be directed by Mr. Madhok.

## Before the Scissors

A voice is heard on the premises, "They are seeing "Rushes" of "Raj Ramni" and Madhuri follows that voice and they all see these pretty fragments of celluloid—when the party comes out there is a merry expression on everybody—Yes, they all have liked it but let it be edited and it will be a complete song of celluloid.

# "KIMTI ANSU"

Why are you silent and sad, Pushpa? Where is "Riri" whose pen thrilled everybody? Where is that "New Woman" who wrote what she believed and believed what she wrote. Why don't you say something? I know you are the last person to blame anybody. Yes, you started the game of love and you lost it. How can you complain now? When your "hand made" house of cards is lying on the ground. You built this house believing that angels would walk in. You created this world hoping that melody will step in. Pushpa, you were a simple woman with a simple soul. You solved many social problems with pen and ink but your own problem you could not solve. You helped others, giving them new angle of vision and when you came out with your vision, your path was not your own. The man who promised you new life knew nothing but to play a representative of the joint family system. He joined the array of relations who feed on innocent souls and your illusion was stabbed. Your selection was altogether wrong. You judged him through his pen. You took him to be a man who would try to live up to his ideals. He did live but as a husband who spat venom on his own wife. Pushpa, you have paid a very big price for your love, and let me tell you that your story is the story of women, who keep a smile and whose hearts are broken.

# તમારે પલવારમાં પૈસા મેળવવા છે?

લેખકઃ—
પ્રોફેસર

## ઈચ્છા હોય તો મળજો "કીમતી આંસુ"ના કોમેડીઅનોને

પૈસા કમાવવાનું કોને મન થતું નથી? ઘોડાની શરતના મેદાનપર જનારા, દુગી તીગી પર નસીબ બાંધનારા, અકવાડીક ભવિષ્યનાપર સુખનાં સ્વપ્નાં રચતા માણસો આ દુનીઆમાં માગો એટલા મળી આવશે. આ બધા એમજ માની લે છે કે આપણા જ ગળામાં જરૂર નસીબદેવી વરમાળ પહેરાવી દેશે. તેઓને ઝડપથી તીજોરી ભરવી છે. એક ક્ષણમાં તેઓને શ્રીમંત બની જવું છે. ગમે તેટલી ઠોકરો વાગે છતાં નસીબનો આ કકો ઘુંટનારો વર્ગ કમ થતો નથી-કારણ તે વર્ગપર એક બીજો વર્ગ નભે છે-લોકોને ઉમેદના ફુલ પર બેસાડી આ વર્ગ એવી મીઠ્ઠી મધ જેવી વાત કરે છે કે તેઓનો ધંધો ધીકતો ચાલે છે.

કીંમતી આંસુના ત્રણે કોમેડીયનો પણ લોકોને બનાવી પૈસા મેળવવામાં પાવરધા હતા. જો કે તેઓને પણ એકદમ રંકમાંથી રાય થઇ જવાની ઇચ્છા થઇ આવી હતી એટલે ઘેરીએ એક સર્પ પાળ્યો અને ઢોલ જેવી આ પોલી દુનીયા પર દાંડી પીટવા માંડી. ત્યારે ચાર્લી એક એવો પ્રોફેસર બની ગયો કે એણે સુવર્ણ સિવાયની વાત કરવાનું જ માંડી વાળ્યું. લોઢામાંથી સોનું કાઢવાનો એનો અખતરો! જોયું છે આવું ભેજું? અને તમે જો ઇતિહાસ વાંચ્યો હશે તો તમને પણ ખબર પડશે કે નવી નોખી રીતે સોનું મેળવવા પાછળ કેટલાયે લોકો ફના થઇ ગયા છે. પારામાંથી સોનું કાઢવા માટે કેટલાયે આરબોએ પોતાનાં જીવન બગાડી નાખ્યાં છે. એજ રીતે, "કીમતી આંસુ" નો પ્રોફેસર પણ ફનાગીરીના ઇતિહાસમાં પોતાનું નામ સોનેરી અક્ષરે લખાવવાનું સાહસ ખેડે છે. ત્યારે દીક્ષીતજી તો જ્યોતિષપર જીવન નૌકાને ચલાવવાની પ્રવૃત્તિ હાથ ધરે છે. પણ પલવારમાં પૈસા મેળવી લેવાની એ વૃત્તિને સેવનારાને જીવનના કેવા આકરા સપાટામાંથી પસાર થવું પડે છે એ હકીકત "કીંમતી આંસુ"માં રમુજની હીરદોરીથી ગુંથવામાં આવી છે.

---

# What Others Say!

Mr. Shrivastava of Lucknow, Reviews Ranjit's "College Girl", as follows:—This review appears on the pages of "Movies" of 24th November 1935.

Released at the Elphinstone Picture Palace, Lucknow, on July 7, 1935.

Ranjit Film Company has diffused an ultra modern atmosphere in its super drama "The College Girl," which shows the vicious life of modern youngmen as contracted with the ardent devotion of an ideal Hindu wife to her husband. Sunder Lal, the villain of the piece tries to haul his friend Harihar Rai into the life of a debauche and alienates his affection from his wife Shushila. He makes several audacious advances to Urmila, an educated girl, and tries to seduce her. But Urmila, the emblem of staunch character, repulses his love. In the end Sunder Lal encounters death and Harihar Rai commits suicide in the court.

MADHURI.

The play contains synchronal run of tragedy, and comedy. One side of the picture strengthens the love of Urmila and Madhusudan while on the other, the progressive miseries of Shushila are accentuated. She proves a constant barrier and is kicked aside by her husband. She weighs like a mill-stone round the neck of Sunder Lal. Her mother-in-Law tortures and molests her, and lastly being abandoned from all sides she goes to embrace death, but that too is denied to her by the Omnipotent.

The drama staged under the auspices of the Literary Union, really deserves credit and admiration. It depicts in decont brevity, the four phases of society of the Twentieth century, and the play College Girl—seems to disclose the complicated details of the pose, namely 1935 which is at antipodes with conditions of 1935.

The illumination scene on the occasion of their Majesties' Silver Jubilee seems to be well blended into the plot to connote the aspirations of Urmila for a consort.

The songs are good and well suited to the occasions.

The Directors have struck a golden mean in making a happy selection of cast. Madhuri and Khatoon depict real example of a society girl and a faithful housewife respectively. The very features of Ishwar Lal herald his atrocious conduct.

The play is highly commendable for its entertainment values and is expected to prove an indispensible engagement for Cinema fans.

# આંસુની આલમમાં
### વસવાટ કરતાં
# પુષ્પા ક્યાં જાવ છો ?

ગોહર
'પુષ્પા' તરીકે—

## કીંમતી આંસુનાં

પુષ્પા !

વેઇટીંગ રૂમમાં જ તમે તમારૂં જગત બીજા કોઇને સુપ્રત કર્યું. એ પહેલાં તમે ઉડતાં, તમારા ભાવનાના આસમાનમાં-તમે કલમ લેતાં અને સાહિત્ય જગત સમસમી ઉઠતું. તમે સ્ત્રી સ્વાતંત્ર્યના શબ્દો પછાડતાં અને પુરૂષોની જીભ થોથવાઇ જતી. તમારી કલમના કટાક્ષ તીર જેવા લાગતા. ત્યારે તમને ખબર નહીં હોય કે જીવનનો ગ્રંથ જુદીજ રીતે રચાય છે. તમે આગના કટકા જેવાં પણ તમારૂં હૃદય ભેળું. તમે આઝાદીની તીખી તારીકા જેવાં છતાં, તમને જીવનસંગાથી મેળવવાનું મન ખરૂં. તમારો ટહુકાર એ વેઇટીંગ રૂમમાં જાગ્યો અને ત્યાંજ એ દબાઇ ગયો. પુષ્પા, તમારે તો જીવનમાંએ એવું ટહુકવું હતું ને? આદર્શના કીલ્લા બાંધી રહેવું હતું ને? કલમ અને કાવ્ય ઘરમાં ઉતારવાં હતાં ને?

તમે ભુલ્યાં. કાગળ પરના શબ્દોને, તમારા પોતાના સ્વપ્નને, તમે બહુ 'માની" લીધું. તમને એમ લાગ્યું કે એ પણ લેખક હતો. તમને એમ લાગ્યું કે એ તમને બરોબર ઓળખશે. પણ એ કુલીનકુમાર તો એ સંસ્કૃતિ વચ્ચેનું એક રમકડું હતો. જુની રૂઢીઓની ધૂળ ખંખેરતાં એ ધ્રુજી ઉઠતો, નવાં ઝરણાંના ઘુઘવાટ જીરવવાની એનામાં તાકાત નહોતી.

છતાં તમને ખુશ કરવામાં એ સફળ થયો કારણ કે એ પણ સ્વપ્નની દુનીઆ રચતો હતો. તમે તો એના એ સ્વપ્નના શબ્દો જ યાદ રાખ્યા. "કુકુ" તરીકે કલમ ચલાવતો કુલીન તમને તે વખતે આદર્શ ઘેલો લાગ્યો પણ તમને જ્યારે ખ્યાલ આવ્યો કે એ તો સંયુકત કુંટુંબનો એક પ્રતિનીધિ હતો ત્યારે બહુ મોડું થઇ ગયું હતું.

તમને આકાશ દેખાયું. પાંખો હતી એટલે અધ્ધર જવાનું મન થયું પણ તમારી પાંખો કપાઇ ગઇ. તમને એમ થયું કે પડઘો પડવાનો ન હતે તો અંતરે રાગ શીદ આલાપ્યો? પછી તમે આંસુની આલમમાં વસવાટ કરવા ગયાં. હૃદયપરના ઉઝરડા આંસુએ મોળા પાડયા.

પછી તો તમે ચાલી ગયાં?

ક્યાં ગયાં એનો પત્તો નથી.

જગત બ્હાર ગમે ત્યાં?

---

# ચાલો નાટક કરીએ !

**રણજીતના કોમેડીઅનોએ તૈયાર કરેલ આ નાટકના ઇતિહાસની કોઇપણ નાટક કંપનીએ કોપી કરવી નહિ.**

**જેનું જીવન ગ્રાંડરીહર્સલ સુધીનુંજ છે એવા એક અજોડ નાટકના પરદાઓ આંહી ઉંચકવામાં આવે છે.**

એ વિચાર સૌથી પહેલો રણજીતના કોમેડીઅનોને આવ્યો. એનો અમલ તરતજ થાય તેવી સહુએ પ્રતિજ્ઞા લીધી. બે કલાક મગજ રોકી તેઓએ નક્કી કરી નાખ્યું કે નાટક જરૂર ભજવવું–અને એમાં રણજીતના સ્ટારોને ખાસ કામ આપવું.

ઘોરીએ જાહેર કર્યું: "કેકીબાવા પાસે જતાં મારા પગ ધ્રુજે છે–એ તો નાટકના "દાદા" છે અને આપણે જો એમને ખુશ નહીં કરીએ તો એક અવાજ મારી એ નાટક બંધ કરાવશે આમાંથી શું રસ્તો કાઢવો?"...

દિક્ષિત ગુંચ ઉકેલવામાં કાબેલ હતા એટલે તરતજ એમણે સુચના કરી:

"કેકીબાવાને જ ખેતબાજી રચવાનું કહો એટલે તરત જ એ નાટક ભજવવાનું કબુલ રાખશે."

ચાર્લી તો જબ્બરો ઉતાવળીઓ એટલે એ બોલી ગયો: "ગ્રાંડ રીહર્સલ આજ કાલમાં જ ગોઠવીયે."

ઘોરીએ સંભળાવ્યું: "એ કાંઇ માહીમની ટીકીટ લઇ ગાડીમાં બેસવાની વાત નથી."

બધાએ કમ્મર કસી. કેકીબાવા પાસે વાત ભાંગવાનું નક્કી કર્યું–પણ એની પહેલ કોણ કરે એ માટે ભારે રસાકસી થઇ. બધા એક પછી એક બોલી ઉઠ્યા:—

"મારૂં કામ નહિં–"

પણ સંયુકત બળ એકઠું કરી આ કામ પાર પાડવાની હાકલ સંભળાઇ–

અને એક બીજાના જોરે બધા બાવા પાસે જઇ પહોંચ્યા.

"નાટક? ઓહ! તમને નાટકનો ઉચ્ચાર આવડે છે?" બાવા ત્રાડુકયા

"એ શીખવા તો તમારી પાસે આવ્યા છીએ–" દિક્ષિતે મધ વાપર્યું.

"અચ્છા, તો નાટકનું નામ શું છે?"

"નામ?"

"નામ?"

છાવણીમાં ગભરાટ ફેલાયો. તેઓ બધા ભુલી જ ગયા હતા કે નાટકને નામ હોવું જોઇએ.

આ વેળા પણ દિક્ષિત કુમકે આવ્યા.

"ઝહરી સાપ–" એટલા અક્ષર એ બોલી ગયા અને કેકીબાવા મનાઇ ગયા. અને ગ્રાંડ રીહર્સલનો દિવસ પણ આવી પુગ્યો. આ રીહર્સલ જોવા પણ ઓડીયન્સ હાજર થયું હતું. રણજીતના ખેલાડીઓ મુસ્લીમ ટીમની જેવા ધરખમ બનીને આમ તેમ ફરતા હતા અને જ્યારે ત્રીજી ઘંટડી થઈ ત્યારે પરદો ઉંચકાયો અને નાટક શરૂ થયું.

પહેલા પ્રવેશમાં ચાર્લીની સોલીલોકવી

હતી. એ આવ્યો–બે વાકય બોલ્યો અને ત્રીજા વાકયે ભુલ થતાં તરતજ એ બરાડી ઉઠ્યો:-

"કટ, કટ,...ભુલી ગયો".....

બાવાનો પિત્તો ગયો:—

"દેખો, મેં નહોતું કહ્યું કે સીનેમાના નટથી કાંઇ થઇ શકે એમ નથી."

ચાર્લી સામે "વીંગ"માંથી બધાઓએ આંખ કાઢી એટલે ફરી ચાર્લી પોતાના પાર્ટ પર કુદ્યો પણ વળી ચાર લાઇન બોલીને એ બરાડી ઉઠ્યો:

"અરે, કટ કટ."

અને બાવાજીએ એકદમ પરદો પડાવી દીધો. ઓડીયન્સ તો ઝુંબતાઇ ગયું–તેઓ શું જોઇ રહ્યા હતા એની કોઇને ખબર પડી નહિ. ત્યાં તો પરદો ફરી ઉંચકાયો અને ઘોરી–દિક્ષિત મેદાનમાં આવ્યા.

ઘોરીએ પહેલોજ સવાલ પૂછ્યો:—

"મારું મોં બ્હારથી ચાલ્યું નથી જતું ને?"

દિક્ષિતે એ પર પ્રકાશ પાડ્યો.

"તું બરોબર આંહીજ ઉભો રહેજે–નહીં તો કેમેરામાંથી કપાઇ જઇશ."

ઓ મારા બાપ! તેઓ ભુલી જ ગયા કે તેઓની સામે ઓડીયન્સ બેઠું છે. તેઓ સ્ટુડીઓના સેટમાંજ હતા તે વાત તેઓ આંહી ભુલી શકયા નહિ.

"પાયમાલ કર્યો ઝહેરી સાપને" બાવાજી રોદડાં રોવા લાગ્યા.

અને આશાના કિરણ તરીકે ઇશ્વરલાલને સ્ટેજ પર ધકકેલી દીધા–એમ માનીને કે તે નાટકનું આ ખરાબે ચડેલું જહાજ સાચા કીનારે ઉતારશે, પણ ત્યાં તો ઇશ્વરે પણ દગો દીધો.

પડદો ઉઘડ્યો કે એ સાદ પાડી ઉઠ્યા.

"એઇ, મારા કપડાંની "કંટીન્યુઇટી" કઇ છે?" એને કોઇપણ રીતે અંદર બોલાવી લઇ ગંગાપ્રસાદને રવાના કરવામાં આવ્યા. એટલે એમણે તો એવી મોટી તાન લીધી કે નાટકનો છેલ્લો અંક ભજવવાનો વખત ન રહે. આ બધા ગોટાળાઓને છીન્ન ભીન્ન કરવા માટે બાવાજીએ ભુપતરાયને પકડીને સ્ટેજ પર હાજરી આપી.

અને શેરની ઝડીઓ વરસવા લાગી.

શેરમાં બાવાજીએ સીનેમાના નટો નાટક માટે નાલાયક છે એવી કવિતા કહી–ભૂપતરાયે એ સામે જવાબ આપ્યો અને નાટકનો બરોબર ટેમ્પો રચાઇ ગયો. તબલાંઓ ગાજવા માંડયાં, લીલો પ્રકાશ થઇ ગયો, અડી ફોડવા માટે કયારનો તૈયાર થઇ રહેલો છોકરો હોંશમાં આવી ગયો–પણ હજુ તો ખરેખર યુદ્ધ જામે એ પહેલાં એણે અડી ફોડી—ધડાકો થયો. અને બંને ખેલાડીઓએ યુદ્ધને બદલે વૈરાગ્યનો રાહ લેવાનું દુરસ્ત ધાર્યું અને પરદો પડયો–બાવાજી ઇનામ લઇ ગયા. પણ એમણે અંદર આવી જાહેર કર્યું કે ગ્રાંડ રીહર્સલથીજ વાત અટકવી જોઇએ. રણજીતના આ કોમેડીઅનોના નાટકનો ઇતિહાસ આજ અને આટલોજ છે.

—

# સાસુ નણંદ લીમીટેડ કંપની

લેખકઃ—"હું"

**તમારે આ કંપનીના "શેર્સ" લેવા છે?**

**તમે પણ આ કંપનીના સપાટામાં આવ્યા છો?**

તમારી કલ્પનાને જરા તેજ બનાવો તો હું તમારી સમક્ષ એક નવી દુનિયા રજુ કરવા માગું છું. આ નવી દુનિયાના પાત્રોનું નામ હું આપું એના કરતાં તમેજ એ પાત્રો બની જાઓ તો મારી તકલીફ બચી જાય. મારાં આ ખ્યાલી કુટુંબમાં સાત માણસો છે-મા, બાપ, બે ભાઇ, બે બ્હેન અને એક પુત્ર વધુ. વર્ડ્ઝવર્થની We are Seven ની કવિતા યાદ ન કરતા હું તમને કહી રહ્યો છું એ કુટુંબ તો અનોખું છે.

તમે જુવાન હો, બી. એ. થયા હો, લેખક હો તો માની લ્યો કે મી. કુકુ યાને કુલિન કુમાર તમે જ છો. તમે માબાપની ઇચ્છા વિરૂધ્ધ એક પાડોશીની છોકરીને પરણી લાવ્યા છો. પણ એ છોકરી લેખીકા છે એટલે તમારો સંસાર પ્રેમ મંદિરને બદલે એક ડીબેટીંગ સોસાઇટી થઇ ગયો છે. હવે મારે તમને તમારી હાલત નહીં સમજાવવી પડે. અખતરો અજમાવી જોવા જેવો છે. પતિ પત્ની એક વખત વિવાદમાં ઉતરી જુઓ અને પછી કોણ જીતે છે એ મને કાગળ લખીને જણાવજો માત્ર એ ચર્ચા પુરી થયા પછી તમે જે રીતે સમાધાની કરો એ મને ન કહેતા કારણ એ તો હું ય સમજી શકું છું કે આખરે તો તમે પતિ દેવ હાર્યા હશો તોય તમારી ટંગડી તો ઉંચી ને ઉંચીજ રહેવાની. બીચારી બૈરી તમને મનાવી જ લેતી હશે.

કદાચ તમે પોતે લેખક છો એટલે તમારી ભાવનાના દરિયામાં બહુ ઉંડા ઉતરી ગયા હો એ બનવા જોગ છે પણ હું તમને તમારા ખ્યાલ બહારની એક વાત કહેવા માગુ છું. તમારી ડીબેટીંગ સોસાઇટીની વાતો તો ચાર દિવાલો જ સાંભળે છે પણ તમારા પત્નીની આસપાસ તમારાજ ઘરમાં એક સર્વભક્ષી સોસાઇટી છે જેનું નામ મેં "સાસુ નણંદ લીમીટેડ" રાખ્યું છે. આ લીમીટેડ સોસાયટીની થાપણ પરમેશ્વરે મેમ્બરોને વારસામાં જ આપી

"ચાલાક ચોર" નું એક દ્રશ્ય.

છે. એ થાપણ સાસુનણંદ જીભને ટેરવેંજ રાખે છે. વહુને જોઇ કે આ લીમીટેડ કંપનીના માનવંતા ડાયરેકટરો પોતાની તમામ મુડી એની સામે જંગ જગાવવામાં ખરચી નાખે છે પણ ગભરાશો નહીં. મી૦ લેખક! એ મુડી પણ અહીમહીરાવણ જેવી છે–જેમ વાપરો તેમ વધે.

તમે માનતા હશો કે ભાવનાને ખાતર, આદર્શને ખાતર, સહન કરવું એ ય એક લ્હાણું છે. પણ મી૦ લેખક! એકાદ વખત બૈરી બનીને આ સાસુનણંદ લીમીટેડ કંપનીનો સપાટો સહન કરી જુઓ: હું તમને ખાત્રી આપું છું કે તમે કૌટુંબિક જીવનની સંસ્કૃતિ, ભાવના, અને આદર્શ વિષે જે કંઇ લખ્યું હશે એ બધાંને જલાવી દેશો, એટલું જ નહી પણ પોતે પણ બળી મરવા તૈયાર થશો.

પણ તમે બળવો ઉઠાવવા તૈયાર થાઓ એ પહેલાં હું તમને વેરાનની એક વીરડી પણ બતાવવા માગું છું, જેમાં તમારાં પત્નીને જીંદગીનો થોડોઘણો વિસામો મળે છે અને એ વીરડી તે ભાભીના લાડકવાયાં તમારાં નાનાં ભાઇબ્હેન! બચ્ચાંની લીમીટેડ કંપની સાસુનણંદ સામે જબ્બર લડાઇ ખેલે છે અને આખરે તમારી પત્નીને માટે–અરે તમારે માટે સ્વર્ગ ઉભું કરે છે.

"કીમતી આંસુ"ના આ કુટુંબની કલ્પના તમારા શિરે ઓઢાડવાનો હેતુ એટલોજ કે કદાચ તમે એવી સમાન પરિસ્થિતિમાં હો તો તમારી પત્નીનાં કીમતી આંસુ તમે રોકી શકો–પણ સાસુ નણંદ લીમીટેડને લીકવીડેશનમાં લઇ જાઓ તો–

Registered No. B. 3386



Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.